૭૫૨૧

# प्रेम प्रिय गरबावळी.

રચનાર


લક્ષ્મણરાવ ગોવીંદજી આહીરે



છપાવી પ્રસિદ્ધ કરનાર.

મંછારામ મોતીરામ.


દોહરો.

પ્રેમ પ્રિય ગરબાવળી, વાંચો ધરીને પ્રે
ઉર ઉદાસી સહુ ટળે, ચોંટે તેમાં ચી


આ બુક વડોદરામાં લાડવાડામાં
પુંજાભાઇને ત્યાંથી વાડીયા ખડકીમાંથી

અમદાવાદ

ધીકોટ યુનિયન પ્રિ

સંવત ૧૯૬૬

કિમ્મત ૦-૪

# प्रेम प्रिय गरबावळी.

રચનાર

લક્ષ્મણરાવ ગોવીંદજી આહીરે

છપાવી પ્રસિદ્ધ કરનાર

મંછારામ મોતીરામ.

દોહરો.

પ્રેમ પ્રિય ગરબાવળી, વાંચો ધરીને પ્રીત;
ઉર ઉદાસી સહુ ટળી, ચોંટે તેમાં ચીત.

આ બુક વડોદરામાં લાડવાડીમાંથી જમનાદાસ પુંનભાઇને ત્યાંથી વાડીયા ખડકીમાંથી મળસે.

અમદાવાદ.

ધીકાંટે યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કિમ્મત કંપની ત્રણ આના.

૪૫૨૧

# પ્રેમ પ્રિય રસીક ગરબાવળી.

ગરબી ૧ લી. (રાગ. મને માયા લગાડી ક્યાં જાવછો રે.)

બહુચરમાતને વીનવું રે, કરજોડી. હાંહાંરે કરજોડી નમાવું હુંતો શીશ મારી માય. બહુ. ટેક. આપો સારી મતી તમે મુજને રે, નીત્ય ઉઠી હાંહાંરે નીત્ય લેઉ તમારૂં નામ મારી માય. બહુ. ૧ માડી શરણે નમીને કહું તુજને રે, હદે આણી હાંહાંરે હદે આણી કરજો હમારાં કામ. મારી માય. બહુ. ૨ નથી વાલુ મને કોઈ તુજ વીના રે, બુદ્ધી સારી, હાં હાં રે બુદ્ધી સારી મને, તુંતો આલ મારી માય. બહુ. ૩ રાંક જાણીને તમે હમને તારજો રે, જગત વીશે હાંહાંરે જગત વીશે લેજો સંભાળ મારી માય. બહુ. ૪ હું તો, રાંકડો શેવક મા તમ તણો રે; ગુણ ગાએ, હાંહાંરે ગુણ ગાએછે દાસ મોતીલાલ, મારી માય બહુચર મા તને વીનવું રે ૫

ગરબી ૨ જી ઉંદરની (રાગ તરેહવાર)

ઉંદર હડેને હડીઓ કાડે, માહારા નવા પેટારા ફાડે; મંદીર આવોરે વાહાલા નાગર નંદાજીના લાલાં ઘણું શું કહીએરે વાહાલા. ૧ ઉંદર બલી તમારી ચાંચ; મારા રૂપીઆ લીધા પાંચ, મંદીર આવોરે વાહાલા. નાગર. ૨. ઉંદર બલ્યા તમારા હોઠ, માહારો દળેલો ખાધો લોટ; મંદીર આવોરે વાહાલા. નાગર. ૩ ઉંદર બલ્યા તમારા દાંત, માહારો રાંધેલો ખાધો ભાત; મંદીર આવોરે વાહાલા. નાગર. ૪ ઉંદર બળી તમારી બોલી, માહારી

કળશી ડાંગર ફોલી; મંદીર આવોરે વાહાલા. નાગર ૫ ઉંદર બળ્યા તમારા પગ, માહારા કાચા ખાધા મગ, મંદીર આવોરે વાહાલા. નાગર. ૬ ઉંદર બળી તમારી પુંછડી, માહારી રેશમની લીધી ગુંછડી; મંદીર આવોરે વાહાલા. નાગર. ૭ ઉંદર બળી તમારી ટેવ, માહારી કાચી ખાધી સેવ; મંદીર આવોરે વાહાલા. નાગર. ૮. ઉંદર બળયો તમારો લટકો માહારો કોરો કરડયો પટકો; મંદીર આવોરે વાહાલા. નાગર. ૯ ઉંદર બળી તમારી વાણી, મારી કળશી ખાધી ધાણી, મંદીર આવો રે વાહાલા, નાગર. ૧૦ ઉંદર બળ્યા તમારા મુવારા, તમે પરણ્યાછો કે કુંવારા, મંદીર આવોરે વાહાલાં. નાગર. ૧૧ કરજોડી લક્ષમણ ગુણ ગાય. મીની મળે તો મહાસુખ થાય. મંદીર આવોરે વાહાલા. નાગર.

## ગરબી. ૩ જી. ( રાગ 'વાણુંજારાનો )

મન મોહન માહારા ગીરધારી, મને લવના લાગી તારી. ટેક.
બીજરાજ કાજ સઉ ભુલી, તમ વિના ફરૂંછું હું ઘેલી; ઘેર સાસુ નણંદ છે નઠારી. મને. ૧ માહારો જેઠ મને બહુ સાલે, મારૂ ઘરમાં કાંઈ ન ચાલે; મારો સસરો છે અહંકારી. મને. ૨ મને ક્રોધ કરેછે સ્વામી, હુંતો તેનું સુખ ના પામી; માઝાં દીએરીઆંની ટેવ સારી. મને. ૩ લખમણના સ્વામી રંગી, મારા જન્મ જન્મના સંગી; તમે વારે ચડજો હમારી. મને. ૪.

## ગરબી ૪ થી. ( રાગ ઉપરનો. )

સુંદરી છે શોભા સારી, રચ્યો રાસ તમે ગીરધારી. ટેક.
મોહનની માયા લાગી, સપનમાં ઝબકી જાગી; દેહની સુધ બુધ સરવે વીસારી. રચ્યો ૧ તનમન હું સોંપ્યું તમને, તમે લાડ લડાવો

હમને; શામ સુરત છે સારી. રચ્યો. ૨ લીધા વશ કરી તમે હમને, આંખ્યોમાં સુરકી ભરીને; તાહરી માયાની ગત છે ન્યારી. રચ્યો. ૩ તમે નંદ તણા છો લાલા, ગળામાં મોહનમાળા, જાઉ ચરણ કમળ ચીત વારી. રચ્યો. ૪ દરશન દ્યો કૃષ્ણ મોરારી, એ માયા મોબત તારી; લક્ષમણની વાણી મધુરી. રચ્યો. ૫

## ગરબી ૫ મી. (રાગ ગીરધારીનો.)

આશાપુરી રે, પુરોને આશ હમારી, મેંતો આગ્ના માગું તુમારી; જીભ્યાએ રે રસવંતી આપો સારી, જાઉં ચરણ કમળ પર વારી. **ઝુલ.** મને બાળક જાણી સ્થાપોરે. મને. કંકાસ કલેશ સઉ કાપો રે; કંકાસ. ફળ આપોરે, કરો ભુલ ચુક માફ હમારી. મેંતો. ૧ હું કરજોડી લાગુ તમારે પાએ, મુખ જોતાં મન હેરખાએ; માની અકળ કળા કોઇ દીન નારે કળાએ; ગુણ ગાવાનું મન થાએ. **ઝુલ.** મા દાસ તમારો જાણીરે, માં દાસ તમે આપોને નીરમળ વાણીરે; તમે. દરશન આપો એ અકળ કળાંછે તારી. મેંતો ૨ દુરબળનીરે અરજ તમે ઉરધરતાં, દુખીઆના દુખડાં હરતાં, જેની આશા છે તેની આશા પુરણ કરતાં, મારી માત આશાપુરી માતા. ઝુલ દુષ્ટોના છેદન કીધાંરે; દુષ્ટો. સઉ પ્રાણ બચાવી લીધારે. સઉ, બાળગોપાળને લાવ્યા તમે ઉગારી, મેંતો. ૩ મંમાયારે મન મારૂ અકળાએ; દયો દરશન વંદુ પાએ, દરશન કરતાં જમકીંકરનો ભય જાએ, સઉ પ્રાછીત પલ્લે થાએ, ઝુલ. ભક્તોની સહાય કરતાંરે. ભક્તો, જક્તના વીસે જસ લેતાંરે. જક્ત. લક્ષમણ કહેછેરે, તમે સહાય કરોને અમારી, મેંતો. આગ્ના માગુ તુમારી;

**ગરબી ૬ ઠી.** ( રાગ ઉપરનો. )

ગાઉં ગરબો રે મનમાં ઉમંગ ધારી, તમે સાંભલજો નરનારી. હી· મતના દુકાને, ગરબો થયો બુધવારે; તમે ચાતુર કરીને વિચારે. **ઝુલ.** તે ગરબો થયો બહુ ભારીરે. તે સાંભળવા બેઠા ત્યાં વેપારી રે. સાં. તેમાં ગાતીતી એક સુનારીરે, તેમાં. કહું શોભા શી, ગરબાની બલ· હારી. તમે. ૧ સદા દરજણે ગરબો ગાયો તો સારો, જોવા ઉભાતા લોક હજારો, જમાદારનીએ વીચાર્યું મન સાથે; ગાવ ગરબો ના ક- રશો વાતે. **ઝુલ.** પચરંગી નારીઓ ગાએરે. પચ. તેમના મનમાં ઉ- મંગ ના માયરે. તેમ. તાળી પાડેને મન હરખાય રે. તાળી. હીમ· તના દુકાનનું નામ છે બહુ ભારી. તમે. ૨ હીંમતે રે લાંછન લગાડયું, કાલીઆ ઘાંચીનું તેલ બગાડયું; શું કહીએ રે ગીરધર ઘાંચીને વાણ. કયાં ગયુંતું તમારૂં ભાન. **ઝુલ.** નાડાછડી મમરા વેંચાયરે. નાડા. લેણી જોઈને ખુશી થાયરે, બેઇરાં મન બહુ હરખાયરે. ધન ધનરે ભગત મમરા વાલાની બલહારી. તમે. ૩ હીંમતે રે આબરૂ કનાવી સારી, દુકાનને લજવી ભારી; એવી લેણી રે શીદને કરવી હતી; થઇ બજારમાં તમારી ફજેતી. **ઝુલ.** હીંમત શેઠ કહેવાયછે મોહોટારે, હીંમ. એમને લેણીમાં વેંચ્યાં ગોઠાંરે. એમ. બેઇરાં જઈને પોતાને ઘેર બેઠાંરે. બઇ. હસી હસીને દેખાડે કોઠાંરે. હસી. લક્ષમણ કહેછે રે ધન હીંમત આબરૂ તારી. તમે., ૪

**ગરબી ૭ મી.** ( રાગ રૂપાળી રાધાનો. સાખી. )

તમે સુનો કનઇયા લાલ અરજ હમારીરે, તમ વીના તડપે મારો પ્રાણ; મોહન મોરારી રે. ટેક. સાખી. પ્રીતમ પ્રીત લગાય કે, છાંડ ચલે બન માંય; ઝુર ઝુરકે પીંજર ભએ, હમારી થર થર ધ્રુજે કાય. મોહ. ૧

ગરીબ જાત છે આહેરી, સાંભળો જગજીવંન, મરજાદા લોપી સરવની; મને ભાવે નહીં જળ કે અંન. મોહ. ૨ જીવ માજા તું માપસી; મીને કેલા ત્સુમચા સંગ; પ્રાણપતી તુંમી આમચે, મીને અરપણ કેલે માજે અંગ. મોહ. ૩ એવી અરજ માહારી સાંભળી, મને મળજો જુગલ કીશોર; લક્ષમણના સ્વામી શાંમળા, માહારા ચીતડા કેરા ચોર. મોહ. ૪

## ગરબી ૮ મી. (રાગ ઉપરનો.)

નંદકુંવરજીના લાલ, બનસી સીદને વગાડી; માહારા જીવણ પ્રાણ આધાર, માયાતો તમે લગાડી. ટેક. શાખી. પ્રીત લગાડી પાતળા, જોષ્ઠ તમારો સંગ; લજ્જા લોપી સરવની, અમે સોંપ્યું અમારૂ અંગ. બનસી. ૧. સમરથ માહરી સાસરી, ત્યાગ કરી અમે તેહ; તમ વીશે હું મોહી પડી, મને લાગ્યો તમારો નેહ. બનસી. ૨. તમ વીના આંધળી ફરૂં; સુજે નહીં કાંઇ કામ, મોસાળથી અમોપર વર્યા; હાવે આવ્યા તમારા ગામ. બનસી. ૩. એવા વચન પ્રભુ સાંભળી, પુરી ગોપીની આશ; દુખ સુખ સઉ ગૃહણ કર્યું, વાણી વદે છે લક્ષમણદાસ. બનસી. ૪.

## ગરબી. ૯ મી. (રાગ ઉપરનો)

બનસી બજાઇ દીનાનાથ, મદન મોહન બનસી બજાઈ; ઘેલી કીધી નંદલાલ. બ. ટેક. સાખી. નંદકુંવર છો તમે, જસોદાજીના બાળ; કપટ કરીને છેતર્યા, મને બનાવી દીધી બેહાલ; મદ. ૧. બનસી મધુરી બજાવતાં, તમેતો નંદકુંમાર; ઘેર ઘેરથી સઉ નીસર્યા, ગોપી પેહેરીને શણગાર. મદ. ૨. એક એકનો હાથ ઝાલતાં. રમતાં રાસલીલા કુદડી ત્યાં ફર્યા કરે. વાલે પુરી ગોપીની આશ, મદ. ૩ રાસ રમીને પર-

વર્યા, વળ્યા પોતાને ઘેર; ગોવીંદજી વીનતી કરે, મુજ ઉપર રાખજો મેહેર; બનસી સીદને વગાડી. ૪.

**ગરબી ૧૦ મી.** (રાગ ઉપરનો.)

મંદીર પધારો મહારાજ, કૃષ્ણ પ્રભુ મંદીર પધારો; અરજ ધરો મન માંય. કૃ. ટેક. સાખી. મંદીરે વેહેલા પધારજો, જોઇ રહી આપની વાટ. વાર ઝાઝી કરશો નહીં, મારા મનમાં થાશે ઉચાટ. કૃષ્ણ. ૧ ગોકુળમાંરે તમે અવતર્યા; જસોદાજીને ઘેર; કંસ મામાને મારીયો, તેની કાંઇના જાણે પેર. કૃષ્ણ. ૨. વંદ્રાવનમાં રાસ રચ્યો, તમે જુગલ કીસોર, ગોપીઓને ગાંડી કરી; તમે મારા ચીતડાના ચોર. કૃષ્ણ. ૩. પ્રભુ તમારી મોરલી, વાગી સારી રેન; નીંદ્રામાંથી ઝબકી જાગી, મને કાંઇ ના પડીયું ચેન; કૃષ્ણ. ૪. કાળા તું કપટી ઘણો, હું અબળા કંગાળ; સઇયર મે'ણાં મારશે, માટે છોડશો નહીં નંદલાલ. કૃષ્ણ. ૫. હું અબળા તું રાંકડી, અરજ ધરો દીનાનાથ; રાધાના સુંદીર સામલા મારો આવીને ઝાલો હાથ. કૃષ્ણ. ૬. પ્રભુ પ્રપંચ કરીએ નહીં, જ્યાં થઇ એની પ્રીત; પ્રીત આગળ પડદો નહીં, એવી આપણે રાખીએ રીત. કૃષ્ણ. ૭. અરજ માહારી રૂદે ધરો, પુરો મનની આશ; વારે વારે કહેતી નથી; એતો ગાય છે લક્ષમણદાસ. કૃષ્ણ પ્રભુ મંદીર પધારો. ૮.

**ગરબી ૧૧ મી.** (રાગ ઉપરનો,)

કૃષ્ણ કનઇયારે કાંન, અરજ મારી રૂદે ધરીએ; વીચારીએ મનમાંય. કારજ સઉ જકતના કરીએ. ટેક. સાખી. અરજ મારી રૂદે ધરો. કૃષ્ણ પ્રભુ મહારાજ, નીરલજ તમે થાશો નહીં; માહારૂ બગડે છે ઘેર કાજ. અરજ. ૧. કંથે કરી બીજી કામની, મુજ અબળાની જોડ; પ-

રણ્યાને ભમાવે ઘણું, એની પ્રભુજી તોડોને ખોડ. અરજ. ૨. સાસુ માહારી શેઠાણી, સસરો માહારો શેઠ, દીએર માહારો દાઝીલો, માહારો પરણ્યો કરાવે છે વેઠ. અરજ. ૩. નણંદ માહારી રાંકડી, દેરાણીનું સાલ, પડોશી પાપી મલ્યા હાવે કોહને ચડાવું રે આળ. અરજ. ૪. જેઠ છે માહારો ભોળીઓ, જેઠાણી કપટી કાળ; પાછળ માહારી વાતો કરે, એતો જુઠા ચડાવે છે આળ. અરજ. ૫. નણદોઇ માહારો છેલડો, નણંદ માહારી રાંક. સ્વામી હમારો સાહેબો, એતો માહારો કાઢે છે વાંક. અરજ. ૬. પ્રભુ આશ તમારી છે, નથી બીજાની કોઇ; મેહેર મારા પર રાખજો, નહીં તો આંખો જસે રોઇ રોઇ. અરજ. ૭. પ્રભુ હમારી પ્રીતડી, નીભાવજોરે સદાય; આશા પુરી પાડજો, એતો લક્ષ્મણરાવ ગુણ ગાય. અરજ. ૮.

## ગરબી ૧૨ મી. (રાગ હું બલીહારીરાજ ઘણી ખમા )

પ્રભુ તમે દીનદયાળ આપ છો, ગોકુળ છોડીનેરે; કે ગોકુળ છોડીનેરે, તમે આવ્યા મથુરા ગામ. પ્રભુ. ૧ રચ્યાં ત્યાં રાતસમેરે, રચ્યાં ત્યાં રાસ તમેરે; રમતાં ગોપીઓની સાથ. પ્રભુ. ૨. બનસી વગાડતાંરે, કે બનસી વગાડતારે, ઝાલ્યો ગોપીઓનો હાથ. પ્રભુ. ૩. રંગ રમો તમેરે, કે રંગ રમો તમોરે; પુરો ગોપીઓની આશ. પ્રભુ. ૪. તમારી અકળ કળારે, તમારી અકળ કળારે, ગોપી પામી ગઇ સહુ ત્રાસ. પ્રભુ. ૫. નટવર નંદ કીસોરરે, કે નટવર નંદકીસોરરે; તમે માર્યો મામા કંસ. પ્રભુ. ૬. ભક્તની સહાય કરોરે, કે ભકતની સહાય કરોરે; દુષ્ટ આવી સકે નહીં પાસ. પ્રભુ. ૭. લક્ષ્મણની વીનતી છેરે, કે લક્ષ્મણની વીનતી છેરે; તમે કરજો જગત પર સહાય, પ્રભુ તમે દીન દયાળ આપ છો. ૮.

## ગરબી ૧૪ મી (રાગ હોળીનો.)

મંદીર આવો કનઇયા, પ્રભુજી મારા મંદીર આવો કનઈયા. ટેક. ગોકુળ ગામ ગોવિંદજીઆએ; દેખ રહી સારી સઇયા. રાસ રચી બડી ધુમ મચાઇ, ઓર બજાવે બાંસરીઆં; પ્રભુ. ૧. પીળું પીતાંબર પ્રભુજીને શોભે; કેસરી તીલક ગઈયાં. કોઈ જોવાકી આરતી ઉતારે, કોઈ જોવાકી આરતી ઉતારે; માથેપે મુગટ ધરઇયાં. પ્રભુ. ૨. સોળસીનગાર સજ્યાં ગીરધારી, એકસે એક સવઈયાં; જાકે રાધાજીસે ચુંકર બોલો, જાકે રાધાજીસે ચુંકર બોલો, ઠાંડે નંદાજીકે છઇયાં. પ્રભુ. ૩. રાધાજીકો ખબર પડી જબ, લે આઇ સંગકી સાહેલીઆ; હાથ પકડ કર ખીંચન લાગી, લે ચલી અપના સાવલીઆ. પ્રભુ. ૪ લક્ષમણદાસ જબ ચુંકર બોલે, મેં લાગુ તુમારે પઇયાં; જ્ઞાન બુધીતુમ હમકુંરે દીજે; જ્ઞાન બુધી તુમ હમકુંરે દીજે, લેઉં મેં તુંમારી બલઇયા. પ્રભુજી માહારા મંદીર આવો કનઈયા.

## ગરબી ૧૫ મી (એ મોરલીસીદ વાઈ ધુતારે વાલે એ.)

ઝુલત રાધે સંગ. કનઈયાલાલ ઝુલત રાધે સંગ. ટેક. મોર મુગટ સીર છત્ર બીરાજે. મોર મુગટ સીર છત્ર બીરાજે. ભસ્મ લગાયો અંગ. કનઈ ૧. બીંદરારે બનમે રાસ રચાયા. બીંદરારે બનમેં રાસ રચાયા. દેખ સભા હોગઇ દંગ. કનઈ. ૨. અબીલ ગુલાલ ખુબ ઉડાવે. અબીલ ગુલાલ ભરભર પીચકારી મારે રંગ, કનઇ. ૩ કોઈ કોઈ મુખસે બનસી બજાવે. કોઈ કોઈ મુખશે બનસી બજાવે. કોઇ બજાવે ઝંઝાર ચંગ. કનઇ. ૪ લક્ષમણ કહે પ્રભુના છોડું તુંમકું તુમ બીના ફીરું અપંગ, કનઇ. ૫

**ગરબી ૧૬ મી.** (રાગ તુંમી માલા વીશરૂનેગેલારે.)

બનસી બજાવે ગીરધારીરે. ઘેલી થઈ ગોપી બીચારી. બોલાવેછે શ્રી-હારીરે. ઉભી છે ગોકુળની નારી, ટેક. મોરલી વગાડેછે નંદનારે છૈયા; ખુશી થઈ નાંચે તાતાથઇઆ, ધન કનઇયા તમારીરે. ઘેલી ૧ એક એક ગોપીનો હાથ ઝાલો, રાસ રમાડેછે ત્યાં વનમાલી. કર્યા કરેછે કીલકારીરે, ઘેલી. ૨ એમ કરતાં રમે શુંદીર શામ. આખી જગતમાંછે એનુંરે નામ, ધન ધન પ્રભુજી તમારીરે, ઘેલી. ૩ ગોકુળ છોડી મ-થુરામાં આવી. એક એક ગત પ્રભુ કરે નવી નવી. કંસ મામાને નાં-ખ્યો મારીરે; ઘેલી. ૪ એ પ્રભુ છે સઉનેરે વાલા. લક્ષ કહેછે નંદનારે લાલા. ગોવીંદની ગત ન્યારીરે. ઘેલી થઇ ગોપી. ૫

**ગરબી ૧૭ મી.** (રાગ ઉપરનો.)

તુંમતો નંદાજીકે છૈયારે. ગીરિધરલાલ કનઇયા, ટેક. સમજ સમજ તુંમ મથુરાંકે વાસી. ના બોલો ના બોલો તુંમકુ બન્સી. ક્યું મોરી મરોડી બઈયાંરે. ગીર. ૧ છોડોજી છોડોજી તુમ નંદકે લાલા. મત પકડો મત પકડો હમીરા પલ્લા, લાગુ તુમારે પઇયારે. ગીર. ૨ નહીંછોડું નહી છોડું તુંમકું મેં ગોરી મત બોલો મત બોલો બ્રીકુજીકી છોરી. ગોપી સેનેહ લમઇયાંરે. ગીર. ૩. લક્ષમણદાસકી ખ્યાલ નીરાલી. સાય અમા-રી કરો વનમાલી. મેંને ધ્યાન જો તુમસે લગઈયારે ગી. ૪

**ગરબી ૧૮ મી** (રઘુપતીરામ હ્રદેમાં રેજોરે.)

પ્રભુ દીનાનાથ. અરજ ઉરધરજોરે, સર્વે જક્તનું કલ્યાણ કરજો પ્રભુ દીનાનાથ અરજ ઉરધરજોરે ટેક. મારા પ્રાણ થકી તું તો પ્યારોરે. સર્વ ખેલ રમોછે ન્યારોરે, અમને સાચો ભરોસો તમારો. પ્ર. ૧ તમે અરજ સુનો વનમાલીરે અંહીંતો કોઇ નથી મારો હાલીરે. અંત કાલે

થાજો મારા બેલી. પ્રભુ ૨ હું તો સાચો સગો તમને જાણું રે. આ દુનીઆમાં સઉછે અજાણ્યું રે. તારા ગુણ સઉ મુખે વખાણું રે પ્રભુ. ૩ પશુ પક્ષી કે માનવી જાતીરે. એનો જીવેછે તારી કૃપથીરે, એ સઉ જીવના તમે સંગાતી. પ્રભુ: ૪ ગુણવંતા તમે ગીરધારીરે સરવે આશા કરેછે તમારીરે. દાસ લખમણને લેજો ઉગારી. પ્રભુ દીન નાથ. ૫

**ગરબી ૧૯ મી.** ( રાગ ઉપરનો. )

ઓ અલબેલા રાજ રંગના રસીઆરે. મારે મનડે આવીને વસીયા. ઓ અલબેલા રાજ રંગના રસીઆરે, ટેક. તારી મોરલી વાગી મધુરીરે. જાગી નીંદ્રામાથી ગોપી સારીરે, દેહની સુદ્ધ બુદ્ધ સરવે વીસારી ઓ અલ. ૧ મોહન અમને બોલાવ્યા સા માટેરે, ઘેર સાસુડી જુવેછે વાટરે. થાશે વાતોની ફાટાફાટ. ઓ અલ. ૨ તમે સાંભલો મુખની વાણીરે. કાન કીયાં મુલકનો દાણીરે, મારી નવરંગ ચુંદડી તાણી. ઓ અલ. ૩ વાર થઈછે હમને જાવાદોનેરે. એક વાર મારે ઘેર આવોરે. આવી મનગમતો લ્યો લાવો." ઓ અલ, ૪ લક્ષમણ કહેછે જાદવરાયારે મને લગાડો તમારી માયારે. જકત પરકરજો છત્રછાયા. ઓ અલ. ૫

**ગરબી ૨૦ મી.** ( રાગ મા પાવાતે ગઢથી ઉતર્યા મા કાળીરે. )

તમે સાંભલો મોહન લાલજી ગીરધારીરે; ગોપીઓના પ્રાણ આધાર મોહન મોરારી ટેક. રાસ રચ્યો તમે છેલડા ગીરધારીરે, ત્યાં સોભા નઉતમ થાય. મોહ. ૧ રમો રાસ તમો અલબેલડા ગીરધારીરે. મનડું મારૂ હરખાય. મોહ. ૨ શણગાર સજ્યા તમે નાથજી ગીરધારીરે. છબીઓ સારી દેખાય. મોહ, ૩ ઘેર જવાદો મુને સામજી ગીરધારીરે. હાથ છોડોને વારજ થાય, મોહ. ૪ ઓ નંદકુંવરના કાનજી ગીરધારીરે, કાંઇ લાજ આણો મન માંય મોહ ૫ મારી ગઈછે સુધને શાનજી ગીરધારીરે. લોક ચરચા કરે મનમાંય મોહ; ૬ મોતીના સુંદીર

શામજી. ગીરધારીરે. હું લાગુ તમારે પાય. મોહ. ૭ લક્ષમણુ દાસ ગુણ ગાયજી ગીરધારીરે. તમે કરજો જગત પર સહાય. મોહ. ૮

**ગરબી ૨૧ મી.** ( રાગ. પડવાની પણ પ્રીત ગતમત ભુલીરે. )

તમે સાંભળો મુખની વાણુ, મોહન વાલારે; મને લાગ્યું તમારૂં ધ્યાન, નંદના લાલારે. ટેક. આ ત્રણ લોકના વેશે રૂપ છે તારૂરે; મારા મનડાં વીશે રૂપ લાગે પ્યારૂરે; જગતના સુંદીર સામ, મોહન વાલારે; છે દેશો દેશમાં નામ, નંદના લાલારે. ૨. આ જુદી લગાડી માયા, મોહન વાલારે, માતા જસોદાજીના જાયા. નંદના લાલારે. ૩. આ મોરલી નારી વાય, મોહન વાલારે; સૌ ગોપી ભેગી થાય. નંદના લાલારે. ૪. આ પ્રીત તમારી ન્યારી મોહન વાલારે, જાઉં ચરણ કમળ ચીતવારી. નંદના લાલારે. ૫. આ લક્ષમણદાસ ગુણગાય. મોહન વાલારે; તમે કરજો જગત પર સહાર. નંદના લાલારે ૬.

**ગરબી ૨૨ મી.** ( બડો ચતુર પેલો ટોપીવાળો ધુમાસે ગાડી ચલાવીરે.

વાલમ કહે તુંમ સુન બીજ નારી, આપો હમારૂં દાણરે. ટેક.

દાણ વીના નહીં જાવા દેતું, લઇ ગોરસ હું સઘળું પીતું; ખાતી જાતું પાનરે. વાલ. ૧ સાડી લાલ કસુંબા ચોલી, માથે લીધી મહીની ગોળી. રવી ઉગ્યો તે માનરે. વાલ. ૨ રૂમ ઝુમ મારગે ચાલી જાતી; વાત કોઇની નથી સાંભળતી, કયમ થઇ બે ભાનરે. વાલ. ૩ ઓ મહી વાલી ક્યાં તું ચાલી, મારગ જાતાં તુજને ઝાલી; સીદ કરેછે તાનરે. વાલ. ૪ ઓ મહીયારી કોની છોરી, વાત સાંભળ તું હમારી; કાંઇ વિચાર મનમાં આંણ રે. વાલ. ૫ ગોરસનું મુલ અમને કે'ને, દામ લઇને ચાલી જાને; હું કહુંછું મુખથી વાણરે. વાલ. ૬ મારગ વચે છેડો ઝાલી, સમજાવે છે ત્યાં વનમાલી; ગોપી સાંભળ કાનરે. વાલ. ૭ છેડો છોડી ગોપી દોડી, પ્રભુ પાસે હતી ગેંડી; તે લઇને દોડ્યાં કા-

નરે. વાલ. ૮ મારી ગેડી મટુકી ફોડી, ઉભી છે ગોપી હાથ જોડી; ગઈ છે શુધ ને સાનરે. વાલ. ૯ લક્ષ્મણ કહે જુવો વનમાળી, વશ કીધી છે ગોરસ વાલી; એ જસોદાજીના કાનરે. વાલ. ૧૦

**ગરબી ૨૩ મી.** ( રાગ ઉપરનો. )

કામણગાલા છેલ છબીલા, કામણ મુજને કીધુંરે ટેક. કામણગાલા ન કરો ચાળા, મનને મારા છો તમે વાલા; મોરલી તારી મધુરી રે. કામ. ૧ ઓ પ્રભુ તમે રંગના રસીયા, ગોકુળ છોડીને મથુરાં વસીયા; કંસનું છેદન કીધુંરે. કામ. ૨ કંસને માર્યો ઉમર જાની, સતભામાને પરણી આણી; ચરણ તમારા વંદુરે. કામ. ૩ પ્રીત તમારી સારી લાગી નીંદ્રામાં હું ઝબકી જાગી; નામ તમારૂ લીધું રે. કામ. ૪ યાદવરાયની વાણી સારી, પ્રભુ સહાય કરો અમારી; તમ સાથે ચીત બાંધું રે. કામણગાળા છેલ છબીલા. ૫

**ગરબી ૨૪ મી.** ( રાગ. પૃથ્વીથી પાવાગઢ મોટાં રે.

પ્રભુજી તમે સાંભળો ગીરધારી, વંગાડોછો બનસીની રાહા ન્યારી. પ્રભુ. ટેક. બનસી તો મધ્યાને વાગી, હુંતો રે ભરનીંદ્રાથી જાગી; અમારી એ શોક્ય થઇ લાગી, પ્રભુજી. ૧ ગોરસ લઇને મારગ જઇએ, ગોવિંદના ગુણ મુખે ગાઇએ; કે બનસી સુણી ઘેલાં થઇએ. પ્રભુ. ૨ મારગ રોકી ઉભા રહેતા, અમોને જાવા નહીં દેતા, માટ ફોડી ગોરસ પીતાં. પ્રભુજી. ૩ ભેગી થઇ ગોપીની ટોળી, જસોદા પાસે સહુ ચાલી; બાળકરૂપ થઇ ગયા વનમાળી. પ્રભુજી. ૪ જોવા આવ્યાં જસોદા માડી, બાળક થઈ આવ્યા છે લાડી; ગોપીઓને જુઠી ત્યાં પાડી. પ્રભુજી. ૫ જસોદા કહે કેમ જુઠું બોલોછો; નકામા કેમ તરસાવોછો, મારા બાળકુંવર બાળ સોંછે. પ્રભુજી. ૬ લક્ષ્મણ કહે ધન ધન મોરારી. ત

મારી અકળકળા ન્યારી; સહાય તમે કરજો હમારી. પ્રભુજી. ૭

**ગરબી ૨૫ મી.** ( રાગ છેલ કંકરી ના મારો મુજે લગ જાયગી. )

મોહન બોલાવે આવ તું બીજ નારી, હરે બીજ નારીરે. સુરત સારી મોહન બોલાવે આવતું બીજનારી. ટેક. તમે જોબનના જોરમાં શું જાવછો રે, ચાલ હસની ચાલે તું ઠગારી. મોહન. ૧ અદા ભાવ તે કોણે બતાવ છોરે; હુંતો મુખથી કહું, વાત સાંભલ મારી. મોહન. ૨ શણગાર સજીને ઉભી વાટમાં રે, શીદ તરસાવોછો મોહનના પ્યારી; મોહન. ૩ મોતી વચન કહે સાંભલ તું બીજનારી, એ તો ત્રણ ભોવનનો નાથ ખબર લે તારી. મોહન. ૪

**ગરબી ૨૬ મી.** ( રાગ બજ્યો બજ્યોરે આ અવતાર, દુખ મુજને; રમે ગોપી સંગાથે શામ, મોહન મોરારી; કેડો લીધો હમારો આજ, નટવર ગીરધારી. ટેક. વનમાલીએ રાસ રચીને, કીધી લીલાલેહેર રે; ઓ પ્રભુજી તમે રંગના રસીયા, કરોને મુજપર મેહેરરે, તુંમપર જાઉ વારી. રમે ગો. ૧ પ્રભુ તમારી લીલા સારી, જાણે સરવે જંન રે; કશી વાતની ભુલ નહીને, તેથી મોહ્યું અમારૂં મન; તમારી ગત ન્યારી. રમે ગો. ૨ તન મન ધન હું તમને સોંપું, કામ કરૂં સઉ તાજ રે; ઘરધંધામાં જીવ ના લાગે, મુકી લોકની લાજ, હરી હું તમારી. રમે ગો. ૩ મચ્છ કચ્છ વરાહ નર હારી, વામન ફરસુરામ આપરે; રામ કૃષ્ણ બુદ્દ થઈ ગયાને, આવ્યા કલંકીનાં પાપ; ગોવીંદની ગત ન્યારી. રમે ગો. ૪

**ગરબી ૨૭ મી.** ( રાગ બાગની શોભા સારી, મલારાવ બાગની. )

મોહનને માયા લગાડી, હાંહાં રે બેની મોહનને માયા લગાડી. ટેક.

બાળપણામાં રમત રમતાં, બોલાવે જસોદા માડી. હાંહાંરે બે. ૧ જ-ળજુમનાં જળ ભરવા ગયાંતાં, ત્યાં કાનાએ ગાગેર ફોડી. હાંહાંરે. ૨ ગોકુળમથુરાંમે રાસજ રમતાં, નેન મારીને પ્રીત જોડી. હાંહાંરે બે. ૩ મોતીના નાથને કોઇએ ના જાણે, અધવચે તરછોડી. હાંહાંરે. ૪

**ગરબી ૨૮ મી.** (રાગ આવોને ઘેર જસોમતીના જાયા.)

ચાલો ચાલો ડાકોરમાં જઈએ, રણછોડરાયનાં દરશન ત્યાં કરીએ. ચાલો ચાલો. ટેક. મેળો માણેકઠારીએ ભરાએ, વાસો બ્રાહ્મણને ઘેર થાએ; ડાકોરમાં છે રણછોડરાએ. ચાલો ચાલો. ૧ સવારે ઉઠી ગોમતીમાં ન્હાતાં, હરીજન હરીગુણ ગાતા ત્યાં આગળ દાન પુન્ય કરતાં. ચાલો ચાલો. ૨ કોઈ સાકરમાંખણ દીવો લેછે, કોઇ જણ બ્રાહ્મણને સીધું દે છે; દુકાનદારો મીઠાઇઓ વેચે છે. ચાલો ચાલો. ૩ ડાકોરમાં શોભા છે સારી, ઉભા છે મોર મુગટ ધારી; કરેછે દરશન નર નારી. ચાલો ચાલો. ૪ ઠેર ઠેર મંડળીઓ બેસે, નાચે કોઇ ગોપીને વેસે; વાણી વદે લક્ષમણ દાસે. ચાલો ચાલો ડાકોરમાં જઈએ. ૫

**ગરબી ૨૯ મી.** ( રાગ, ઉપરનો. )

આશા માગુ ગામસદ માં તારી, મંમાયા સહાય કરો મારી. આશા. ટેક. ગામેગામ નામ છે તમારૂં, જગત વીશે દીપેછે સારૂ; કારજ તમે કરજો હમારૂં. આશા. ૧ પે'રીશ લાલ કસુંબી સાડી, કાને કુંડળ હાથે છે ચુડી; કે સનસુખ ઉભાંછો માડી. આશા. ૨ દરશન આપો મં-માયા મારી, જાઉરે હું તો ચરણ કમળ વારી; એરે છે અકળકળા તારી. આશા. ૩ માનોશરી ગુણ ગાઉ તારા, સંકટ તમે કાપોને અમારાં, કે શણગાર શોભે છે સારા. આશા. ૪ લક્ષ્મણની વીનંતી સાંભળજો,

અરજ મારી હૃદેમાં ધરજો; કારજ સઉ જક્તનાં કરજો. આંશા. ૫

**ગરબી ૩૦ મી.** સુંન ચતુરસુજાણ, પરનારીનો પાલવ કદી નવ ઝાલીએ રંગ-રશીયાજી, આવોને મંદારીએ આજ હમારે. ટેક. શામલીઆજીની પ્રીત લાગી, ભરનીંદ્રામાં ઝબકી જાગી; તારી નેન કટારી કાલજ વાગી. રંગ રસી. ૧ તમ સારૂ આજ રસોઇ કરૂં, થાળ પીરશીને આગળ ધરૂં, રૂમઝુમ કરતી પીરસવા ફરૂં. રંગરસી. ૨ તમે જમો હમારા લાડવાયા, જસોદા માતાના છો જાયા; જક્તપર કરજો છત્ર છાયા. રંગરસી. ૩ મુખવાસ કરો તમે ગીરધારી, પાન ચુનો કાથો માંહી સોપારી: જાવંત્રી એલચીને કસ્તુરી. રંગ. ૪ લક્ષ્મણની વાણી છે સારી, તમે સહાય કરો પ્રભુ હમારી; તારા ચરણકમળપર જાઉં વારી. રંગ.

**ગરબી ૩૧ મી.** ( રાગ. કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે. ) ચાલો સખીઓ જોવા જઇએ સુંદીર શામને રે. ચાલો ટેક.

સઉ સખીઓ શણગાર સજીને, મનસુબો મન સાથે કરીને; કોઈ તેડીને લાવે મોહનલાલને રે. ચાલો. ૧ ગોપી મળીને મારગ ચાલી, માંથે લીધી મહીની ગોળી; આવતાં દીઠા ત્રીભોવન નાથને રે. ચાલો.૨ ગોપીઓને આવતાં ભાળી, સામા દોડ્યા છે વનમાળી; જઈને ગેડી મારી મહીના માટમાં રે. ચાલો. ૩ કામણગાલા કામણ કીધું; માટ ફોડીને ગોરસ પીધું; ગોપી ઘેરીને ઉભી જસોદાના કાનનેરે. ચાલો. ૪ ગોરસ પીને તમે ક્યાં જાવો, અહીંયાં અમને રાસ રમાવો; રાસ રમ્યા વીના, જાવા ના દઈએ બારણે રે. ચાલો. ૫ રાસ રમ્યા ત્યાં ખુબ મોરારી, કાયર થઇ સઉ વ્રીજનારી; કરજોડીને શરણે આવ્યા નાથને રે. ચાલો. ૬ લક્ષમણ કહે સુણો ગીરધારી, તારી અકળકળા છે ન્યારી; ધન્ય ધન્ય છે તારી જસોદા માતને રે. ચાલો. ૭

**ગરબી ૩૨ મી.** ( રાગ ચાલો ચાલો કીશનજી, ચાલો મોહનજી. )

ખડે ખડે કૃષ્ણજી ખડે; મોહનલાલ ખડે મથુરાં નગરીમાં. ટેક. શંખ ચક્ર ગદા પદ્મ છાજે, પેને સોલાસો સીનગારે, મોતનકે હારે; મુગટ ધરક રે મથુરાં. નીકે ખડે. ૧ સબ જક્ત આવે દરશન કાજે, દો દરસન નંદ ગીરધારી; જાઉં બલીહારી, બલઇયાં લે ઉતારી; મથુરાંનગરીમા. ખડે ખડે. ૨ સબ સુન તું મથુરાં કે રાજે, કરે જે જે સબ નરનારી, દેખે શ્રી હારી; બજાવે બંસરી, મથુરાંનગરીમાં. ખડે ખડે. ૪ દાસ લક્ષમણ કેહેવે બ્રીજબાસી, તુમ અરજ સુનો કનઇયા; લાગુ મેં પઈયા, નંદકે છઈયા, હમારે હું ઘટમે, ખડે ખડે કીશનજી ખડે મોહનલાલ ખડે, મથુરાં નગરીમાં. ૪

**ગરબી ૩૩ મી** (રાગ મન મોહન બજાદે બંસરી શુધ લીની મોરા, બનસીકા બજાવેગી. )

તમે નરસંગ્જી મહારાજ, રાખો મારી લાજ; કહું છું હું ધારી, દરશન કરે નરનારી. ટેક. કારતગ ચૌદશ શોભા થાએ, સૌ મંડલી બેશીને ગાએ; મંદીરમાં નરહરીરાંએ, લાગુ હું પાએ, સાંય કરો મારી. દરસન. ૧ પુનમે વરઘોડો ખુબ છાજે, પ્રભુ પાલખી મધે બીરાજે, જાય લગ્ન કરવાને કાજે; વાજાં ત્યાં વાજે, શોભા છે સારી. દરસ. ૨ ત્યાં પરણુવા બેઠા ત્યારે, કઠે ઘાલ્યો એકાવળ હારે; પરણી લાવ્યા તુલશી નારે, લાગી નહીં વારે; જાઉં બલીહારી. દરસ. ૩ પાછા પરણીને બી આવે છે, સૌ જક્ત ત્યાં જે જે કરે છે; લોક દરશન કરવા ઝટે છે, આતસબાજી છુટે છે. તેબી સરકારી. દરશન. ૪ લક્ષમણ દાસ તમારો જાણી, તમો આપોને નીરમળ વાણી; મને વીનંતી છે શાની દયા તમે આની. દરશન. ૫

**ગરબી ૩૪ મી.** ( રાગ માહાતમનો પીટાણીનો. )

આજ પ્રભુ આવ્યા અમારે મોહલમે, આવ્યા હમારા મોલમે; એની આવ્યા હમારા મોહલ મોરી બેન, આજ પ્રભુ આવ્યા અમારારે મોહલમે. ટેક. આગળ ગોપી પાછળ વનમાળી, એક એક ગોપીનો હાથ, ઝાલી રાસ રમાડેછે ત્યાં તાળીરી બેન. આજ. ૧. બનસી વગાડેછે ગીરધારી, સઉ ભેગી થઇ વ્રીજની નારી; ત્યાંતો કર્યા કરેછે કીલકારી બેન; આજ. ૨. ત્યાંતો લીલા કરી છે સારી, એક ગોપીને એક મોરારી; વાલે અધર બનસી ત્યાંતો લલકારી બેન. આજ. ૩. બનસી સુણી ઘેલી થઈ નારી, દેહની સુધ બુધ સરવે વીસારી; કાન જીત્યાને ગોપીઓ હારીરી બેન. આજ. લક્ષમણ મોતીની ગત છે ન્યારી, ગરબી બનાવી મનમાં વીચારી. ગોવીંદરાવની છે વાણી મધુરીરી બેન. આજ પ્રભુ૦ ૫.

**ગરબી ૩૫ મી.** ( રાગ ઉપરનો ચાલ જોગી. )

રાસ રચ્યો તમે ગીરધારી, તારી માયાની ગતછે ન્યારી; રાસ. ટેક. ગોકુળ આવો; રાસ રમાવો, ચરણ કમળ ચીતવારી, રાસ. ૧. સુનો કનઈયાં નંદજીના છઇયાં; રૂપ રસીક છબી તારી. રાસ. ૨. મોહન આવો નમેરા ના થાવો, શું મોહી રહ્યાં કુબજા નારી. રાસ. ૩. વીનંતી મારી સુનો મોરારી, લેહે તો લાગી છે મને તારી. રાસ. ૪. લક્ષમણના સ્વામી છો બહુનામી, સામજી ત્યાં ગોપી હારી. રાસ. ૫.

**ગરબી ૩૬ મી.** ( વ્રીજ ભાસા તહેરેવાર )

મેરારે ગીરધારી, મેરારે ગીરધારી; તુજપે ગોપી જાવે વારીવારી. મેરા ટેક. ગોકુળ બીંદ્રાબીનમે કાનજી આએ; કુબજા સોકનને ભીરમાએ,

ચલે કુબજાકે સંગ મોરારી. મેરારે ગીર. ૧. પ્રભુરે તમે વેલારે પાછા આવો; તમે સીદ કુબજાની સંગે જાવોરે, ગોપીઅરજ કરેછે તમારી. મેરારે ગીર. ૨. માલા હો આતા ટાકુન નકા તુમી જાઉ; તું માલામી કુણ્યા ઠીકાણી હો પાહું, તુંમી દગલબાજ શ્રીહારી. મેરારે ગીર. ૩. લક્ષ્મણુની અરજ તમે ઉર ધરજો; મારારે દુરબળના સંકટ હ-ણુજો. મને લેહેતો લગાડો તુંમારી. મેરારે ગીરધારી. ૪.

**ગરબી ૩૭ મી.** (રાગ હમકું છાંડચલે બનમાધવ.)

હમકુ છાંડ ચલે બનમાહે, બ્રીજબાસી ગોપાળરે. હમકું. ટેક. ગોકુળ ઢુંડી મથુરાં મે ઢુંડી, ના મીલે નંદકીસોરરે. હોના. ઢુંડત ઢુંડત હ-મરી ઉમર બીત ગંઈ, કાંહુપગઓ હમરો ચોરરે. હમકું. ૧ ચ-મક ચમક મય ઉઠ ઉઠ કર દેખું, જરા પડે નહીં, ચેનરે. હોના. રોવત રોવત સારીરેન ગુજર ગઇ, સુજ ગએ હમરે નેનરે. હમકુ. ૨. પાણી બીના જ્યું મછલી જો તડપે, દીપક બીના સુની રાતરે. હોહી. પીઆ બીના જાન હમારી જો તરસે; સુનો સખી હગરી બાતરે. હમકું. ૩. તનમન ધન પ્રભુ તુમ પરસે વારી, લળી લળી લાગુ પાયરે હોલ. દાસ ગોવીંદને કથન કથી હૈ, લક્ષમણુ ગુણ તમારો ગાયરે. હમકુ.

**ગરબી ૩૮ મી.** ( રાગ ખોટી ખોટી કાનુડા તારી પ્રીત મારા રાજ )

મને માયા લગાડી કાં જાવછોરે, તમ સાથે હાંહાંરે તમ સાથે પ્રી-તડી અમો બાંધી મારા રાજ. માયા. ટેક. વગર પાણીએ ઝાડ સુ-કાઇ ગઆરે; તમ વીના હાંહાંરે તમ વીના તડપે છે મારો પ્રાણુ. મારા રાજ. માયા. ૧. તમ માટે પ્રાણુપતી ઘેલી ફરૂરે; તમે મારા હાંહાંરે તમે મારા, કઈયા કેરો હારે મારા રાજ. માયા. ૨ તમ વીના

મને કશું ના સુજેરે. જેમ સુની હાંહાંરે જેમસુની. દીપક વીના રાત મારા રાજ. માથા. ૩. દાસ લક્ષમણ તમારો જાણુજોરે, પ્રીત બાંધી હાંહાંરે પ્રીત બાધી, તમારા સાથ. મારા રાજ. માયા લ. ૪.

ગરબી ૩૯ મી. ( રાગ માહાકોપ થયો તે કળીકાળમાં જો )

મોહન મધુર વેણ વાગે તારી વાંસળી જો, મેંતો મારા મંદીરીઆમાં સાંભળો જો. મોહન. ટેક. તારી મોરલી ત્રણ લોકમાં વાગતી જો, તેતો દોસ્તી કરીછે કાળા નાગથી જો. મોહ. ૧. તેંતો દોસ્તી કરીને ઘાયલ કીધાજો, તેંતો મોહની નાંખીને મન વસ કીધાં જો. મોહ. ૨. તમે વંદ્રાવનમાં રાસ રચ્યો છેલડાજો, રમી રાસ પુરી આસ અલબેલડા જો. મોહ. ૩. સહુ ગોપીઓ તે જલમાં નાવા પેઠા જો, તમે ચુંદડી લેઇને કદમપર ચડયા જો. મોહ. ૪. ગોકુળ મથુરાંની વાટે તમે જાવછો જો, દાન લેવા માટે ગોપીને સતાવછો જો. મોહ. ૫ લક્ષમણ ગોવીંદ ગરબી બનાવી ગાયછે જો. તેમના ઉપર પ્રભુજીની સહાય છે જો. મોહ. ૬.

ગરબી ૪૦ મી. ( રાગ અલબેલા તું અંતર જામી )

અલબેલી તું અષ્ટ ભુજાએ, તારા દરસનથી દુખ જાએ; હોઅ. ટેક. સોભા મંદીરની છે [illegible]ારી, માંહે ગોખ જરૂખાને બારી; દરશન કરવા આવે નરનારી, હો અલ. ૧. તમે દેવીછો દીન દયાળે, માડી ઉભા છે સરસીઆને પાળે; તારૂ રૂપ દીસેછે વીકાળે, હો અ. ૨. મારૂ દુઃખ તમે દીલ મધે ધારો; ભવસાગર પાર ઉતારો; મને રાંકને તમે ઉગારો. હો અ. ૩. માતોસરી અંબાયા તું મારી; સોળે શણગાર લીધા

છે પેરી, માથે મુગટ બીરાજે સોનેરી. હો અ. ૪. પેહેરી લાલ કસુંબલ સાડી; બાંહે બાજુબંધ હાથેછે ચુડી, સુર્ય સનમુખ ઉભા છે માડી. હો અ. ૫ શુભ મતી આપો તમે સારી, મોટી ઓથછે મને તમારી, તારા ચરણુ કમળ પરવારી. હો અ. ૬. બળે અખંડ જોત સદાયે, કર્યા માહાદેવના દરશન ત્યાંએ; કરો જક્ત ભકતની સાએ, હો અ. ૭. લોક દરશન કરવાને આવે, ધીનો દીવો સીફળ ત્યાં લાવે; હાર ફુલના લાવી ચઢાવે. હો અ. ૮ ગુણ લક્ષમણુ તમારો ગાએ, તમને નમી નમી લાગુ પાએ; મારા દુરબળપર કરજો સાએ. હો અ.

**ગરબી ૪૧ મી.** (રાગ ઉપરનો.)

ગોપી કહે મોહન તમે આવો; સીદ કુબજાની સંગે જાવોરે; ગોપી ટેક. પ્રભુ મોહી પડ્યા કુબજા નારી; કે તો કુબજા લાગી તમને પ્યારી, માટે ગોપીને તમે વીસારીરે. ગોપી. ૧ શોક કુબજાએ જાદુ કાધું, પ્રેમે રસકસ પ્રભુજીનું લીધું. હમને મુકીને કામ તેનું કીધુંરે. ગોપી. ૨ ગોપી ઉભી રહીને ત્યાં બોલી. તોએ સાંભળે નહીં વનમાલી, હરી લેછે કુબજા સંગે તાલીરે. ગોપી ૩ રમે કુબજાને ગીરધારી, ગોપી બોલી બોલીને ત્યાં હારી. તોએ સાંભળે નહીં મોરારીરે, ગોપી ૪ દાસ લક્ષમણુ વાણી બોલે જ્યારે દીલનીજ આંટી ખોલે. તેને આવીને સાક્ષાત મલેરે. ગોપી. ૫

**ગરબી ૪૨ મી.** (રાગ, કાનકા કાળારે મારી ચુંદડીના ચોર.)

પ્રાણ પ્યારારે તમ માટે હું ઘેલી ફરૂં, જીવણ મારારે. સાંભલે વચન કહુંછું ખરૂં. ટેક. નીત ઉઠી નાઉ ધોવું કરૂ તમારી સેવા. પધારો રંગ મોહલમાં જમાડું મીઠાઇ મેવા. પ્રાણ. ૧ આવો હેતે પ્રીતેતો લાગે મને સારૂ, ન્હમોને પાતલીયા તમ વીના નહીં કોઈ મારૂ. પ્રાણ.

૨ શામ સલુણા સુણો અરજ મારી. રત્નજડીત્ર આસન નાખું ગંગાજળ ઝારી; પ્રાણુ. ૩ હેતે પ્રીતે પ્રભુજી ગુણ ગાઉ તારા. કરજોડી અરજ કરૂ પધારો પ્રભુ મારા. પ્રાણુ. ૪ લક્ષમણ દાસને તમે લેજો સંભારી, તમ વીના પ્રાણ પ્રીયા. કોણ ગતી મારી. પ્રા. ૫

ગરબી ૪૩ મી. ( રાગ માતમ. ચાલ જોગી. )

મને મુકી ગયા વનમાલી. તમવીના ફરૂ પ્રભુ ઘેલી. ટેક. પ્રીત પલુણા શામ સલુણા હુંતો દુનીઆમાં હીંડુ એકેલી, મને. ૧ હો બ્રીજવાસી. હું તારી દાસી. નથી જકતમાં કોઈ મારૂ બેલી. મને. ૨ કુબજાની સંગે. નારમોરંગે. સીદ લોછો કુબજાથી તાલી. મને. ૩ ઓ પ્રભુ મારા. ગુણ ગાઉ તારા, દાસ લક્ષમણને લેજો સંભાલી, મને. ૪

ગરબી ૪૪ મી ( રાગ આવી રંગ રંગલી સેજ મારા સ્વામીજીની. મારે ઘેર આવો હરીરે. આવો હરી, હું તો વાટ જોઉછું તમારી. મારે ટેક. સાખી. પ્રીતમ પ્રભુજી પાતલા, ધરૂ અરજ મનમાંય. તમવીના પ્રભુ મને નાગમે. મારો તડપતડપ જીવ જાયરે. મારે. ૧ ઘર ધંધો મેં છોડીને. પ્રભુ પ્રીત કરી તમ સાથ. આવો ઝટપટ રંગ મોહલમાં મારા પ્રાણપતી દીનાનાથરે. મારે. ૨ ની તરસાવો મુજને. પ્રભુ કરો ખુશીથી વાત. તમે જાણો હું તરછોડું; પ્રીત બાંધી તમારા મેં સાથરે મારે. ૩ નથી ચાલુ કોઇ મુજને. તમવીના પ્રભુ રાજ, લબ્દ થઇ મેં તમ વીસે. હું તો મેલી જકતની લાજરે, મારે. ૪ રાંક જાણી તમે મુજને, હરી કરજો સત્ય સ્નેહ, કેરજોડી લક્ષમણ કહે. મને લાગ્યો તમારો નેહરે. મારે. ૫

ગરબી ૪૫ મી. ( રાગ. લટકાળો ગીરીવરધારી. હોરી ચાલ. )

હાંરે મારો શામ ખેલે હોરી, રંગરસીઆ ને બ્રીજ નારી રે. મારો.

ટેક. ગોકુળ મેરે વાલે ધુમ મચાઈ; રંગ ભરી મારે પીચકારી રે. મારો. ૧ કેશરી રંગ રમે મેરો વાલો, મેરી ભીજ ગઈ તન સારીરે. મારો. ૨ અબીલ ગુલાલકે બાદલછાયો, ગભરાઇ રાધે પ્યારી રે. મારો. ૩ લાલ ગુલાલ ભઈ સબ સખીયાં, મત કરો કાના બલજોરી રે. મારો. લક્ષમણદાસ કરજોડીને વીનવે, પ્રભુ તમારી ગત ન્યારીરે. મારો શામ ખેલે હોરી. ૫

**ગરબી ૪૬ મી.** ( હોરી. રાગ. અલબેલા તું અંતરજામી. )

બેની ચાલો રમીએ આજ રંગે, પેલા નંદકુવરના સંગેરે. બેની. ટેક. ભેગી થઇ છે ગોપીઓની ટોળી, લીધી અબીલ ગુલાલની ઝોળી; ખેલે કુંવર કનઇયા સંગ હોળી રે. બેની. ૧ ખેલે કૃષ્ણ સાથે રાધા ગોરી; રંગ ભરી ભરી મારે પીચકારી, સામાસામી ખેલે છે હોરી રે. બેની.૨ ચુવા ચંદન ને અરગજા ત્યાં એ, નાંખે ગોપી ઉપર જદુરાએ; રમે રંગ ઉમંગ મનમાંએ રે. બેની ૩ રમે ગોપીજન વલ્લભ અમારા, પેર્યા શણગાર શોભીતા સારા; રાખો લક્ષમણને શરણે તમારા રે. બેની.૫

**ગરબી ૪૭ મી.** ( રાગ લટકાળો ગીરીવરધારી. )

હાંરે સખી સમજ અપને મનમેં, કોઇ નહીં આવે તોરે સંગમે રે. સખી. ટેક. ૧ એ જીંદગાની હે દોદીનકી, પીછાન રેખા અપને કરમકી; સબ ખોજ કરો ગોરી તનમેં રે. સખી. ૧ બાળપણામાં ઉમર ગમાઇ, જવાનીમાં કછુ ફૂલ ના પાઇ; હુઇ બુઢ્ઢી લગી જપ જપમે રે. સખી. ૨ ધન દોલત તુને ખુબ ઉડાઇ, અપને પીઆકી કદર ન પાઈ; તું તો ભટકેગી, બન બનમે રે. સખી. ૩ લક્ષમણદાસ કહે કર જોડી, અપને પીયાકી જીને પ્રીત તોડી, એનો રહે ગઈ ભરમકે ભરમમે રે. સખી. ૪

### ગરબી ૪૮ મી. ( રાગ મેવાડી. દારૂડીની સાખીનો. )

ઉભી રહે મહીયારી તને બોલાવે છે કાન, બોલાવેછે કાહાનરે, તું કહ્યું અમારૂં માન. ઉભી. ટેક. સાખી. મતવાળી તું મદભરી રે, ના કર આવડું જોર; ઝમકે ઠમકે હીંડતી, તારી જવાનીનો શો તોર. ઉભી. ૧ મન તો તારૂં મત, ભર્યું રે, આવડું શું મલકાય; ધીમે હીંડો ગોરી પાતળાં, તારા માથે મહી ઝલકાય. ઉભી. ૨ મહિ તમારૂં ઢોળીશું રે, નહીં લાગે મને વાર; તે માટે સમજીને તું, તારે મન વીચાર. ઉભી. ૩ જેમ કાંનુડો વિનવે રે, તેમ ઉતાવળી જાય; કૃષ્ણ કહે એ નહીં માને, હવે કરૂં એનો ઉપાય. ઉભી. ૪ રીસ કરી રાધોજી દોડ્યા, ઝેઠી લીધી હાથ, ગોરસ એનું ઢોલીયું ને, ઝટ ભીડાવી બાથ. ઉભી. ૫ છોડો કનઈયા કાનજી રે, આ શું માંડયું આજ; કહીશ મારા કંસને, તમે લેવા માંડી લાજ. ઉભી. ૬ આ વચન તું શું બોલી રે, મુને ના સપડાય; કોઈનાથી હું ના ડરૂં, તારા કંસથી શું થાય. ઉભી. ૭ એવાં વચન સાંભળી, બેઉ સનમુખ જોડ્યા હાથ; લક્ષમણના સ્વામી શામળા, એ ત્રણભોવનનો નાથ. ઉભી. ૮

### ગરબી ૪૯ મી. ( રાગ. ગુજરીનો. )

સરસ્વતી મા તને વીનવુંને, સખરૂ ગણપત નામ રે, બજારવાળા પંચોએ, કાંઈ કર્યું પરમારથ કામરે; પરબનું ત્યાં કામ બનાવ્યું, ને શોભાનો નહીં પાર રે. ૧ ગરીબની આંતમા ઠારી, તમને વહાલા જુગદાધાર રે. ૨ ચીતર ઉપર કોહાડીઆંનું, અગાશી છે ગુલજાર રે. ૩ દક્ષીણની ખડકી પાડી ને, પશ્ચિમનું છે દ્વાર રે. ૪ સુંદીર તેનું કામજ છે ને, જુવો નરને નાર રે. ૫ અંદર ટાંકી પાણીની, એ નળ મુકયાછે

બહાર રે. ૬ ગરીબ ગરબું પાણી પીએ ને; આત્મા ઠંડો થાય રે. ૭ પરમારથનું કામ કરૂ તો જે જે ત્યાં વરતાયરે. ૮ ગચ્ચીમાં દાણા નાંખે ત્યાં પંખી દાણા ખાય રે. ૯ પંખી દાણા ખાવા આવે તો, કરે છે કોલબકોલ રે. ૧૦ ગચીના નીચે લટકે, લાકડાની ઝુમર ઝોલ રે. ૧૧ લક્ષમણે ગરબી બનાવી ને, સાંભળજો મન મેલી રે. ૧૨ રૂપીઆની ગંત્રી બસેને સુવાલી રે. ૧૩

**ગરબી ૫૦ મી.** ( રાગ બળ્યો બળ્યોરે આ અવતાર, દુઃખ મુજને ઝાઝું.)

ચાલો જઈએરે સ્વામીનારાયણ, દરશન કરવાને; સર્વસંગીનો કરજો સાથ, સઉ દુઃખ ખોવાને. ટેક. જમણા હાથે હનુમાન બીરજે, ડાબે ગણપતી રાય રે, એ બળીયાનાં દરશન કરીને, પેઠા મંદીરમાંય. દરસ. ૧ જઈ પ્રભુને શીશ નમાવ્યું ને, સનમુખ જોડ્યા હાથ રે; શરણે રાખો સામળીઆ, એ ત્રણભોવનના નાથ. દરસ. ૨ મંદીરની શોભા છે સારી ને સઉ પથ્થરનું કામ રે, કલશ સોનાના ઝલગલ ઝલકે; આ વડોદરાના દામ. દરશ. ૩ ઠેરઠેર પથ્થરનાં પુતળાં ને જોવાનો બહુ તાલ રે, કોઇ પુતળુ પ્રભુનું ધ્યાન ધરે છે; કોઈ પુતલુ જપે જપમાળ. દરશ. ૪ કોઇ પુતળુ ઢોલ ઝાંઝ વગાડે ને, કોઇ પુતળુ પોથી વાંચે રે, કોઇ પુતળુ પખાજ વગાડે; કોઇ તીતુડી ફુંકે ને નાચે રે. દરસ. ૫ મંદીર પાછળ સભા ભરાયને, પોથી ત્યા વંચાય રે; હરીજન આવી દરસન કરતાં, બેસે કથા સાંભળવા ત્યાંય. દરસ. ૬ બ્રહ્મચારી મહારાજ જુવો જેની કંચન સરખી કાય; કરે દરશન જે મન થકી, તેનાં પ્રાશ્ચીત પ્રલે થાય. દરસ. ૭ એ મંદીરનો ધરમજ સાચો, પરસ્ત્રી માત સમાન રે, લક્ષમણ કરજોડીને કે છે; મુખે રટો સ્વામીનારાયણ. દરસન. ૮

**ગરબી પર મી.** ( રાગ. બીજભાશાનો. )

મેં જમનાજુમનામે પનીયાં ભરન ગઈ રે, મુજકું કાનાને બોત સતાઇ રે. ટેક. મુજ દેર હુઇ તુંમ છોડો બીજબાશી રે, મેં તો ભાગ ગઈ સબ લોક કરે હાંસી રે. ૧ તુમ નીરજલ હો કનઈયા, બનમાલી રે, ઘર જાનેદો હમેરી સાસ દેવે ગાલી રે. ૨ તુંમ કરો બીચાર મેં ગ્વાલન મતવાલી રે; નહીં છોડો તો મુખસેં દઉંગી ગાલી રે. ૩ એ સુનકે બાત હુવે ખુશી બીજબાલા રે, તું દે ગાલી મેં જબ છોડું પલા રે. ૪ જબ ગભરાઈ ગ્વાલન અપને મનમેં રે, મેં ભુલ ગઈ કૃષ્ણજી લગી પાઉં પડને રે. ૫ આઇ કૃષ્ણને દયા જબ ગ્વાલન છોડી રે, ગુણ ગાય લ-મારા લક્ષમણ કરજોડી રે. ૬

**ગરબી. પ૩ મી.** ( રાગ. વનમાં વાગે રે વાંસળી. )

વશ મને કીધીરે લાલજી, તમે નટવર નંદકીશોર. વશ મને. ટેક.
હું તો દાસી રે તમ તણી; તન મન ધન તમપર વારી. વશ મને. ૧
પ્રભુજી તમે ભાળો રે મારા ભણી, મને લગન લાગી તમારી. વશ. ૨
મન મારૂં તલખે રે તમ વીના, નવ સુજે ઘરમાં કામ. વશ મને. ૩
સ્નેહી સાચારે ખરા તમે, માહીરે મન વા'લા છો ઘનસ્યામ. વશ મને. ૪
તમને હું નહીં છોડું નાથજી, અમો રહીશું તમારી પાસ. વશ મને. ૫
પ્રભુજી કરો દયા કાનજી, ગુણ ગાયછે લક્ષમણદાસ. વશ મને. ૬

**ગરબી ૫૪ મી.** ( રાગ. પ્રીત તમારી જાણી લાલજી. )

મોહોલે હમારા આવો રે, પ્રભુજી કુંવર કનઈયા; કરજોડીને લાગુ પાય રે, અરજ મારી સાંભળો સામળીયા. ટેક. ધ્યાન મારૂં તમ વીશે લાગુ પ્રીતમજી, મુકીને સરવની આશરે પ્રભુજી. ૧ ભગતી તમારી માગુ પ્રી-

તમજી, અંતકાળે લેજો તમારી પાસરે. પ્રભુજી. ૨ રાત દીવસ ચીત્ત મારૂ તમ વીશે, પ્રીતમજી; નવ સુજે ઘરમાં મુને કામરે. પ્રભુજી. ૩ તમ વીના જનમારો કેમ જાશે પ્રીતમજી; નીત્ય ઉઠી લેઉ તમારૂં નામરે. પ્રભુજી. ૪ સતના સંગાતી હમારા રે, પ્રીતમજી; હું તો નમી નમી લાગુ પાયરે પ્રભુજી. ૫ દુરબળ શેવક હું તમારોરે પ્રીતમજી; દાસ લક્ષમણ ગુણ તમારા ગાયરે પ્રભુજી. ૬.

**ગરબી ૫૫ મી.** ( રાગ કૃષ્ણ કુંનાથ તુસે પ્રીત જો લગાઈ વાકી દેખી ચતુરાઈ. હરી. હાંરે ગોકુળકી નાર. હાં. )

સુનો નંદાજીકે લાલ, માતા જસોદા કે બાલ; તુંમતો ગઈઓ કે ગોવાલ; માનો મેરા કીયા, હાંરે હાં માનો મેરા કીયા. ૧ તુંમતો ગોવરધન ગીરધારી; લાગસી લાગે પ્યારી પ્યારી, સબ ગોકુલકી નારી; કહે મેરા પીયા. હાંરેહાં કહે મેરા પીયા. ૨ અડે નંદકે કુંવાર. પેના સોલા સો સીનગાર; માતા જસોદા કે દ્વાર. તુમને અવતાર લીયા, હાંરે હાં તુંમને અવતાર લીયા. ૩. વાણી બોલે લક્ષમણદાસ, પુરો મારી આશ. અબતો હો તુંમારી પાસ; મેરા તડપે જીયા. હાંરે હાં મેરા તડપેજીયા. ૪.

**ગરબી ૫૬ મી.** ( રાગ ગીરધારીનો )

હીમત હરગોવન નામ તમારૂ સારૂ, તમે કામ કર્યુ છે નઠારૂં; બેન જમનાને તમે ફેરવા લાવ્યાતા સારૂ, એમાં ખોટું દેખાયું તમારૂં; ઝુલ. એ નથી તમારૂ સાનેરે, એ જાથી તમારૂ; તેના મીલકત પર રાખ્યું તું ધ્યાનરે, તેના મીલકત. બોલ્યા જમના મુખથી વાણરે, બોલ્યા જમના. જાઉ ભાઇના ઘેર કરશે અમને સારૂ પાછળ કામ કર્યુ નઠારૂં. ૧ જમનાને ઘેર હીંમત લઇને આવ્યા, એનો પૈસો ફસેડી લાવ્યા,

પૈસાનીરે લાલચમાં લલચાયા, પછી મનમાં બહુ હરખાયા. ઝુલ. હીંમત કહેછે બાપા જુવો સારરે. હીંમત. જમનાની મીલકત સાત હજારરે, જમનાની. લાવી ભરીએ આપણું ઘરરે; લાવી. હીંમત કહેછેરે નસીબ ફરૂં છું હમારૂ, પાછળ કા. ૨. હીંમત હરગોવન કહે વીચાર હાવે શો કરીએ, ચાલો ચોરાશી કરવા જઈએ; પેહેલી ચોરાશી રણછોડરાયમાં કરીએ, પછી રેવાજી કરવા જઇએ, ઝુલ. ના ખરચી કોડી બદામરે, ના ખર. ખોટું કરશે તમારૂ સુંદીર શામરે. ખોટુ; એવો નીપજ્યો છે જાતે ગુલામરે, એવો ની, કોઈ દીનેરે ના થાય તમારૂ સારૂ, પાછળ. ૩ કેશવલાલ કહે ચાલો ચોરાશી કરવા જઇએ; હીંમત કહેછે પૈસા ના વાપરીએ, કેશવલાલ કહે ચાલો પંચોમાં વાપરીએ; હીંમત કહેછે એવું કામ ના કરીએ. ઝુલ. ઘર નરસંજીના પોલે મકાનેરે, ઘર નર. પાણી દરવાજે એની દુકાનેરે. પાણી. સૌ જન સાંભળજો કાનેરે. સૌ જન. લક્ષમણ કહેછેરે એને ખાસડા માર્યા હોય તો સારૂ. પાછળ, ૪

## ગરબી ૫૭ મી.

( રાગ કહુંછું અલબેલી, કહુંછું અલબેલી તમ સુનોકનઇયા લાલ કહુંછું )

સબ અરજ કરત બ્રજનાર ઠાડે રહો કનઇયા, ઠાડે રહો કનઇયા ઠાડે રહો કનઇયા. સબ અ. ટેક. મોર મુગટ ધરકે ચલે કીસનગજ પ્યારે, મુખ બનસી બીરાજે. ઓર નાચે તાથઇથીયા, સબ. ૧ પેનેસોલાસો સીનગાર મોતનકે હારે, ચલે થીરકત થીરકત થીરકત. નંદકે છઇયાં. સબ. ૨ ગોપી કહે અરજ તુમ સુનો હમારે પ્યારે, તનમન સબ અરપણ કરૂં, લાગુ મે પઇયા સબ. ૩. શંખ ચક્ર ગદા ઓર પદ્મ મુખ બીરાજે, ઓ અરજ સુનકે ખડે રહેસબલીયા. સબ. ૪. દીએ

દરશન સખ્કુ જેજે મુખ પુકારે, દાસ લક્ષ્મણ કહે લઉં તુંમારી બ-
લઈયાં. સખ. ૫.

ગરબી ૫૮ મી ( રાગ તહરેવાર )

મંદીરે મારા આવો પ્રીતમજી; મંદીરે મારા આવો. ટેક.
તમે જીવણ પ્રાણ મારો દેહ કરૂ કુરબાન મને પ્રીતની રીત બતાવો,
મંદીરે, નથી વાલુ કોઇ હમારૂ; હરી નથી વાહાલું, તમે લાલમકે લાલ
માતા જસોદા કે બાલ, મારા તનના તે તાપ સમાવો. મંદી. ૨. હુંતો
તરસુછું બીજ બાળા તમ વીના તરસુ છુ. તુંમને પીઆ પ્રેમકા પ્યાલા
હરી મુજે પાયા પ્રેમ, વાલા ના થાશો કઠોર; મારા ચીતડા કેરા ચોર,
મને સીદને તમેં તરસાવો, મંદીર. ૩ કરજોડીને લાગુ પાયે, હરી
કરજોડીને લાગુ. મોતી ગુણ તમારો ગાએ, હરી મોતી ગુણ, દાસ
લક્ષમણના સ્વામી, હુંતો ઘણું સુખ પામી, આવી મન ગમતો લ્યો
લાવો; મંદીર મારા આવો પ્રીતમજી. મં. ૪

ગરબી ૫૯ મી. ( રાગ અંબા ને બહુચર બેરે બેનડીઓ. )

સરસ્વતી માતને સમરૂ સાહેલી. ગણપત લાગુ પાયરે, જોવાને જઈએ.
ટેક. અલબેલાં સ્વામીનારાંયણને, જોવાનેરે જઇએ, શ્રાવણ સુદ પુનમ
નેરે દહાડે, પ્રભુ હીંચોલે બેસી ઝુલે જોડા જોડે, કીધાં દરશન પ-
હોંચ્યા મનના કોડરે; જોવાનેરે જઈએ; અલબેલા. ૧ ચારે હીંચોલા-
ની શોભા છેરે સારી; પ્રભુને ઝુલાવેછે બ્રહ્મચારી, દરશન કરે નર-
નારીરે, જોવાનેરે જઈએ, અલબે. ૨. રૂખુબાઈની હુંતો શું કહું પેર,
જોયું મંદીર થઇ લીલા લેહેર, હીંચોલા પર ઝુલે છે બે મોરરે, જો-
વાનેરે જઇએ, અલબે, ૩ હીંચોલો ઝુલે મોરની ડોકરે હાલે, દર-

શન કરી લોક મોર સામું ભાળે, સો કરેછે શોર બકોરરે, જોવાનેરે જઇએ. અલબે. ૪ ધન સ્વામીનારાયણ દરશન તમારા હમે દુરબળ છીએ ગરીબ બીચારા; કુડા કૃત્ય કાપજો હમારારે, જોવાનેરે જઈએ અલબે. ૫. લક્ષમણદાસ તમારોરે જાણી, આપો પ્રભુ મને નીરમળ વાણી, અંતકાળે લેજો પામે તાણીરે, જોવાનેરે જઇએ. અલબે. ૬



